

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# સતિ પદ્માવતી

યાને,

# જયદેવ.

નાટકનાં ગાયનો.



સુરત, ભાગાતળાવ રોડપર આવેલા શ્રી "ચંદર"
પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ ઝુમખદાસે છાપી.

કીંમત રૂા. ૦-૨-૦

# શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

# સતી પદ્માવતી

યાને

# જયદેવ

## નાટકનો ટુંકસાર તથા ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

**નકુભાઇ કાલુભાઈ શાહ.**

માલેક—શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

પ્રસિદ્ધ કરવાનું ઠે.—તારદેવ બાલીવાળા ગ્રાન્ડ થીએટર-મુંબઈ.

આવૃત્તિ ૧ લી　　　　પ્રત ૫૦૦૦

સંવત ૧૯૭૩-સને ૧૯૧૭



સુરત, ભાગાતળાવ રોડપર આવેલા

ધી "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપી.



કીંમત રૂ. ૦-૨-૦ (બે આના.)

# માલીક તરફનો ખુલાસો.



રાજકવિ નથુરામ સુંદરજી શુકલની કલમથી લખાએલો અમારો મહાન કવિ જયદેવ નામનો પ્રયોગ અમે મુંબાઇની કદરદાન પ્રજા સમક્ષ થોડા વખત ઉપર રજુ કરી ગયા છીએ. પરંતુ કેટલાક સજ્જનોની સુચનાને લક્ષમાં લઇ રાજકવિની મુળ વસ્તુ કાયમ રાખી કોમીકનો ભાગ તદ્દન નવો નાંખવા ઉપરાંત કેટલાક ઘટતા સુધારા વધારા સાથે આજે તેજ પ્રયોગ સતી પદ્માવતી યાને જયદેવ એ નામથી અમે ફરી આપની સમક્ષ રજુ કરીએ છીએ તો આશા છે કે પ્રેક્ષકજનો સદરહુ પ્રયોગને સહર્ષ વધાવી લઇ અમને કૃતાર્થ કરશે.

સદરહુ પ્રયોગનું કોમીક અમારા કવી મણીલાલ ત્રીભોવનદાસ પાસે તેમજ કવિતાઓ અમારા સૂર્ય કુમારીના લેખક કવી રઘુનાથ ત્રીભોવનદાસ બ્રહ્મભટ્ટ પાસે રચાવી પ્રેક્ષકવર્ગ સમક્ષ રજુ કરેલ છે.

પરમકૃપાળુ પરમાત્મા પાસે પ્રાર્થના કરીએ છીએ કે આ પ્રયોગને સફળતા આપી પ્રેક્ષકજનોના અને અમારા હૃદય હર્ષથી પ્રફુલ કરે. એજ વિજ્ઞપ્તિ.

લી० સેવક,

**નકુભાઇ કાલુભાઇ શાહ**
**માલીક**
શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.

**મુંબાઇ**
આલ્ફ્રેડ થીએટર
તા० ૧૬-૮-૧૯૧૭

# સતી પદ્માવતી યાને જયદેવ નાટકનાં પાત્રો.

## પુરૂષ પાત્રો.

જયદેવ... ... ...શ્રી જગદીશના પરમ ભક્ત મહાન કવિ.
જગદીશ...... ...પરમાત્મા.
સાત્વિક... ... ...પુરીનો રાજા.
અગ્નિહોત્રી... ...એક બ્રાહ્મણ પદ્માવતીનો પીતા.
કાલીકાદાસ... ...વામાચાર્ય રાણીનું કાવત્રાનું હથીઆર.
જયેષ્ઠારામ... ...પાખંડી શાસ્ત્રી.
ગંગારામ... ... ...જેષ્ઠારામનો સુશીલ પુત્ર.
જયશંકર... ... ...ગંગારામનો પુત્ર.
નારદ... ... ...દેવર્ષિ.

ભારાઓ, સીપાઇઓ, શ્રોતાજનો, ભક્તો વિગેરે, વિગેરે.

## સ્ત્રી પાત્રો.

પદ્માવતી... ... ...અગ્નિહોત્રીની પુત્રી જયદેવની સ્ત્રી.
રાધા... ... ... ...પરમાત્માના પ્રાણેશ્વરી.
ચુણીયલ... ... ...ગંગારામની સ્ત્રી
લલિતા .. ... ...બ્રાહ્મણની સ્ત્રી.
ચંડીકા... ... ...રાજાની રાણી કપટની પુતલી.
મનોહરા... ... ...પદ્માવતીની સખી જગદીશની ભક્ત.
મોહીની... ... ...નારદની માયા.

નટી, દાસીઓ, ગોપીઓ, દેવી, ગંગાજી વિગેરે, વિગેરે.

સ્થળ—જગન્નાથપુરી તથા તેની નજીકનું જંગલ.

નમઃ ગણેશાય

# સતી પદ્માવતી યાને જયદેવ

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

—:o:—

### મંગળાચરણ—વસ્તુ સૂચન.

**પ્રવેશ ૧લો—સ્થળ—જંગલ.**

પરમ પ્રેમભકત કવિ જયદેવનો ભગવાન જગદીશની ભકિતમાં તલ્લિન અવસ્થામાં પ્રવેશ. શ્રીજગદીશની આજ્ઞાથી કવિ જયદેવને જીવન સમર્પણ કરવા આવેલી બ્રહ્મકન્યા પદ્માવતીનો સાહેલીસહ પ્રવેશ મીઠો વિનોદ. પદ્માવતીના પિતા અગ્નિહોત્રીએ આવી જયદેવને જગદીશની આજ્ઞાનું સૂચન કરવું. જયદેવે વાતને હસી કાઢી પોતે સંસારથી વિરકત છે એમ જણાવવું. અડગ નિશ્ચયવાળી પદ્માવતીએ આર્દ્રભાવે ભગવાનની સ્તુતિ કરવી. જગદીશે પ્રકટ થઇ જયદેવને પદ્માની સ્વીકારી ભકિતલીલાનો મહીમાં વધારવા આજ્ઞા કરવી. ભગવાનની આજ્ઞા માન્ય કરી, જયદેવે પદ્માવતીને સ્વીકારવી. જયદેવના ગુરૂભાઇએ નૈષ્ઠિક બ્રહ્મચારી જયદેવને સંસારી થતો જોઇ સખેદ આશ્ચર્ય પામવો.

**પ્રવેશ રજો—**

બ્રહ્મચર્યની ધુનમાં તલ્લિન બનેલા જયેષ્ટારામ શાસ્રીએ સંસારી મનુષ્યો પ્રત્યે ધિક્કાર બતાવતા આવવું. કાશીથી તેમના પંડીત પુત્રનો પત્ર લઇ બ્રાહ્મણનું આવવું. બન્નેનો મૂર્ખતા અને પંડીતાઇ

માટે વિવાદ. પોતાનો પુત્ર સંસારી ઘરબારી થયો છે. તે જાણ્યાં જ્યેષ્ઠારામનો હડહડતો તિરસ્કાર. તેને ઘરમાંથી બહિષ્કાર કરવાની પ્રતિજ્ઞા. અચાનક તેમના પુત્ર ગંગારામનો સ્ત્રી પુત્રસહ પ્રવેશ. વહુ દીકરાને જોઇ જ્યેષ્ઠારામના બ્રહ્મચારી રહેવાના નિશ્ચયમાં ફેરફાર થવો. સઘળાનું સમાધાન.

**પ્રવેશ ૩જો—સ્થળ-જયદેવનો આશ્રમ.**

દિવ્યપ્રેમી દંપતિ જયદેવ પદ્માવતી પ્રભુ ભક્તિમાં તલ્લિન બન્યાં છે. ત્યાં જ્યેષ્ઠારામના કહેવાથી શંકાશીલ બનેલા માહારાજા સાત્વિકનું જયદેવની કસોટી અર્થે આવવું. રાજાએ જયદેવને વચનો સંભળાવવાં. જયદેવે રાજાને શાંતિ ભર્યાં વચનો કહેવાં. જગદીશના પુજારીએ થાળ લઇ આવવું. રાજાને પોતાની વિશુદ્ધિ બતાવવા જયદેવે જગદીશને પહેલાં જમવા પ્રકટ થવાની સ્તુતિ કરવી. ભક્તાધિન ભગવાને પ્રકટ થઇ પ્રસાદનું આરોગવું. રાજાએ જયદેવને ગુરૂ માની સંસારથી વિરકત રહેવાની પ્રતિજ્ઞા લેવી.

**પ્રવેશ ૪થો—સ્થળ-જ્યેષ્ઠારામનું ઘર.**

મદિરાપાનમાં જીવનનું સાર્થક માની બેઠેલા દંભી શાસ્ત્રી જ્યેષ્ઠારામે પોતાના પૌત્ર જયશંકરને પોતાના સંપ્રદાયની દીક્ષા આપવી. મદીરાનો મહીમા વધારવો. ભકતજનોએ કથા સાંભળવા આવવું. નિશામાં ચકચુર બનેલા જ્યેષ્ઠારામે ભકતજનોને આડું અવળું સમજાવી તેમના પૈસા છિનવવા. શિષ્યોની શંકાના વિચિત્ર સમાધાન. લલિતા નામની એક સ્ત્રીએ જ્યેષ્ઠારામને પવિત્ર માની તેની પાસે એકાંતમાં કાંઇક સલાહ પુછવી. કાઇ દ્રષ્ટિવાળા પં-

કીલના પોગળનું ખુલ્લું થવું. લલિતાએ સમયસૂચકતા વાપરી પોતાને ત્યાં આવવાનું વચન લઇ તેની જાળમાંથી નાશી છુટવું, પાછળથી સાત્વિક રાજાના ફરમાનથી દંભી જ્યેષ્ઠારામને સીપાઇએ આવી કેદખાનામાં લઇ જવું.

પ્રવેશ પમો—સાત્વિક રાજાનું મંદિર.

શૃંગારરસમાં મજા માનનાર રાજરાણી ચંડીકાને પોતાનો પતિ સંસારથી વિરક્ત થવાથી ક્લેશ થાય છે. રાજા આવે છે, રાણી સમજાવવા પ્રયત્નો કરે છે, પણ સઘળી વ્યર્થ જાય છે. પાછળથી પદ્માવતી અને મનોહરા આવે છે. રાણી જયદેવપરના વેરને લઇને પદ્માવતી સાથે કટુતા ભર્યું વર્તન કરે છે. પદ્માવતી તેને હીત વચનો કહી મનોહરા સાથે ચાલી જાય છે. રાણી જયદેવપર કોઇપણ રીતે વેર વાળવાની પ્રતિજ્ઞા કરે છે.

પ્રવેશ ૬ઠો—સ્થળ-જયદેવનો આશ્રમ.

જયદેવને અષ્ટપદિ લખતાં કાંઇક શંકા પડવાથી અષ્ટપદિની કૃતિ અપૂર્ણ રહેવા દઇ પદ્માવતીને અતિથી આવે તેનો આદર સત્કાર કરવાનું કહી સ્નાન કરવા નદી તરફ જાય છે. મનોહરા હરી ગુણ ગાતી ચાલી આવે છે, તેનો મધુર સ્વર સાંભળીને જગદીશ બાલગવાલરૂપે તેની પાસે આવે છે. અને તેને અષ્ટપદી ગાવા કહે છે. અજાણ્યા બાલગવાલને જોઇને મનોહરા પ્રથમ તો ગાતાં અચકાય છે, પણ પાછળથી બાલગ્વાલ તે ગાય તો ગીત સાથે પોતાને નાચવાની ઇચ્છા છે એમ કહે છે. આથી મનોહરા ખુશી થાય છે. ને અષ્ટપદી ગાય છે. બાલગ્વાલ નાચે છે. અદભૂત નાચ જોઇને મનો-

હરા તથા પદ્માવતી બંને તલ્લિન થઇ જાય છે. બાલગ્વાલને નાચવાનો બહુ શ્રમ પડયો જાણી, પદ્માવતી મનોહરાને તેને માટે ફળ લાવવા મોકલે છે. અને પોતે તેના માટે કાંઇ પ્રસાદ લેવા આશ્રમમાં જાય છે. પાછળથી બાલગ્વાલ જયદેવે અપૂર્ણ રાખેલી અષ્ટપદીની રચના પૂર્ણ કરી અંતર્ધ્યાન થાય છે. પદ્માવતીને મનોહરા બંને આવે છે. ને બાલગ્વાલને જતો રહ્યો જાણી બંનેને ખેદ થાય છે. જયદેવ આવે છે. બનેલી બીના જાણી તેને આશ્ચર્ય થાય છે. તે જગદીશનેજ બાલગ્વાલ રૂપે આવેલા જાણે છે. પદ્માવતી પોતે પ્રભુને ન ઓળખી શકી તે માટે ખેદ કરે છે. જયદેવની સ્તુતિથી જગદીશ દર્શન દે છે. પદ્માવતી બાલગ્વાલ રૂપે દર્શન દેવા વિનંતી કરે છે. ભગવાન બાલગ્વાલ થઈ સતીના કોડ પૂરા કરે છે.



# અંક ૨ જો.

—⁂—

**પ્રવેશ ૧લો—સ્થળ-રાજમાર્ગ.**

રાજાએ સંસારથી વિરક્ત બની જયદેવ આશ્રમમાં આવી રહેવું રાજાને આશ્રમની ભલામણ. જયદેવે ગંગા સ્નાન અર્થે જવું. એટલામાં કેદી બની સડકો ખોદતા જ્યેષ્ઠારામનો જયદેવને મીલાપ. જાતી સ્વભાવાનુસાર જ્યેષ્ઠારામ જયદેવ સાથે હલકાઇ ભરી ચેષ્ટા કરવી. જયદેવને દયા આવતાં તેને છોડાવી ઘેર મોકલવા સીપાઇને આજ્ઞા કરવી. ગંગા સ્નાન અર્થે જવું.

**પ્રવેશ ૨જો—સ્થળ-જંગલ.**

રાસ—પ્રેમલક્ષણા ભક્તિ પોતાનામાંજ ઉત્તમ છે. એવું રાધાને પ્રએલું અભિમાન ઉતારવા, ભગવાને જંગલને વ્રજકુંજ બનાવી રાસક્રીડા કરવી અને પોતે જયદેવનીજ અષ્ટપદીને રાસમાં ગવડાવવી. રાધાએ જયદેવના વખાણ સાંભળી તેને જોવાની ઇચ્છા જણાવવી. જયદેવે ભજનની ધુનમાં આવી ત્યાં બેસવું રાણીએ જયદેવનું ખુન કરવા મોકલેલા મારાઓએ જયદેવને મારી નાંખવા આવવું. કુદરતી રીતે મારાઓને દયા આવતાં જયદેવના હાથપગ કાપી નીશાની લઇને જયદેવને ખાડામાં ફેંકી ચાલ્યા જવું. અદ્રસ્ય રહી જોતા ભગવાને રાધાની વીનવણીથી જયદેવને દર્શન દઇ હાથ પગ નવા કરી આપવા.

**પ્રવેશ ૩જો—જ્યેષ્ઠારામનું ઘર.**

ગંગારામ અને તેની સ્ત્રી શૃંગારમાં લીન બન્યાં છે. ત્યાં કેદખાનામાંથી છુટેલા જ્યેષ્ઠારામનું આવવું. બાપ કેદમાં સડે અને

છોકરો શૃંગાર કરે. એ જોઇ જ્યેષ્ઠારામનં ચીડાનું આખરે પુત્રને શૃંગાર જોઇ પોતાને લલિતાને કેદખાનામાં જતાં પહેલાં આપેલું વચન યાદ આવતાં લલિતાને રસ ભરી ભાષામાં કવિતા લખી મોક લવાના નિશ્ચયપર આવવું.

**પ્રવેશ ૪થો—સ્થળ-રાજમહેલનો એક ભાગ.**

વૈરના અગ્નિથી બળી રહેલી રાણી જયદેવનું મસ્તક લ-આવનાર મારાઓની રાહ જોતી બેઠી છે. ત્યાં મનોહરા પદ્માવતીએ મોકલેલો પ્રસાદ લઇ આવે છે. રાણી તેનો તિરસ્કાર કરે છે. વામ ચાર્ય જયદેવના પગ લઇ આવે છે. રાણી મનોહરાને તે બતાવી જયદેવના મરણના સમાચાર આપે છે. મનોહરા રાજાને કહેવા જવા તૈયાર થાય છે. રાણી તેને વામાચાર્યના હાથમાં ફસાવે છે. પાછળથી પદ્માવતી રાણીને મળવા આવે છે. રાણી જયદેવના મરણનો ખોટો શોક કરે છે. રાણીના કપટને સાચું માની પતીપ્રાણા સાધવી પદ્મા-વતીના પ્રાણપતી પાછળ શરીર છોડી જાય છે અચાનક રાજા જયદેવને લઇ આવે છે. રાણી ઢોંગ કરી રડે છે. રાજા કારણ પૂછતાં રાણી તેને વાતમાં ઉડાવે છે. દાનો સાચી હકીકત કહી દે છે. રાણીની દુષ્ટતા જોઈ રાજા તેને મારી નાંખવા તૈયાર થાય છે. જયદેવ રાજાને તેમ કરતાં અટકાવી, રાણીને માફી અપાવે છે. અને અષ્ટપદી ગાઇ ભક્તિના પ્રભાવે પદ્માવતીને નવું જીવન આપે છે.

**આનંદ. ટેબ્લો.**

### પ્રવેશ પમો—સ્થળ-લલિતાનું ઘર.

જ્યેષ્ઠારામના ત્રાસથી લલિતાએ તેના સ્વામી પાસે અર્જ રડતા બેસવું. પીતાને સુધારવાનો પ્રયત્ન કરતા ગંગારામે લલિતાનો વેશ લઇ પીતાની શુદ્ધિ ઠેકાણે લાવવા પ્રપંચ કરવો. કામી જ્યેષ્ઠારામે ત્યાં આવવું. ગંગારામને લલિતા માની તેની સાથે વિનેદમાં ઉતરવું. પુત્રે પીતાને બનાવવો. અચાનક લલિતાના સ્વામીનું આવવું. લલિતા બનેલા ગંગારામે જ્યેષ્ઠારામને ગધેડાનો વેશ પહેરાવી ખૂબ બનાવવો. આખરે પોગળનું ખુલ્લું થવું. જ્યેષ્ઠારામે ગંગારામને સ્નેહસ્તબ્ધ થવું.

## ટેબ્લો.

### પ્રવેશ—દ્ઠો-સ્થળ-શાક્તદેવીનું. મંદિર.

મનોહરાને દેવીને બળીદાન દેવાની તૈયારીમાં મનોહરાએ ભગવાનનુ સ્તવન કરવું. ભગવાને ગરૂડપર આવી મનોહરાને ઉપાડી અદ્રશ્ય થવું.



# અંક ૩ જો.



### પ્રવેશ ૧લો—જયદેવ આશ્રમ.

સંસાર સુધારવા ત્રિલોક ભ્રમણ કરતા દેવર્ષિ નારદનું જયદેવના આશ્રમમાં આગમન પોતાના દુષ્ટ કર્મોથી ફજેત થઇ કંટાળેલા જ્યેષ્ઠારામનું આવવું. જયદેવ નારદને જ્યેષ્ઠારામને સુધારવા પ્રાર્થના કરવી. નારદે દૈવી મોહીની ઉત્પન્ન કરવી. જ્યેષ્ઠારામે મોહીનીનો [illegible] આશક પડવું. તેના કહેલ બોલ પ્રમાણે વર્તવાનું કહી જ્યેષ્ઠારામે મોહીની સાથે લગ્ન કરવાનું વચન લઇ મોહીનીની માયામાં પાછા ફસાવું.

### પ્રવેશ ૨જો—સ્થળ-જયદેવ આશ્રમ.

રાણીની ઉસ્કેરણીથી નિંદ્રવશ જયદેવ અને પદ્માવતીને મારી નાંખવા વામાચાર્ય શસ્ત્ર લઇ આવવું. દેવીએ પ્રકટ થઇ વામાચાર્યને ધીટકાર આપવો ભક્ત શીરોમણીને કષ્ટ આપતાં ફરીથી અટકે એટલા માટે દેવીએ રાક્ષસને ઉત્પન્ન કરવો. રાક્ષસના પંજામાંથી છુટવા વામાચાર્યે જયદેવના શરણુ જવું જયદેવ પદ્માવતીએ તેને ઉગારવો.

### પ્રવેશ ૩જો—સ્થળ-( સ્વપ્ન ).

મોહીનીના માયા પ્રભાવથી કંટાળેલા જ્યેષ્ઠારામનો પશ્ચાતાપ તેના પાડોશીની સ્ત્રીનું મરણ સાંભળી જ્યેષ્ઠારામે હસવું. અચાનક સર્પદંશથી મોહીનીનું મરણ. દેશના રીવાજ પ્રમાણે સ્ત્રીની પાછળ

પતીએ સતા થવું જોઇએ એવી રાજાની આજ્ઞા બતાવી સીપાઇઓએ મોહીની પાછળ જયેષ્ઠારામને સ્મશાનમાં લઇ જવો.

**પ્રવેશ ૪થો—સ્થળ-સ્મશાન.**

સ્મશાન પોતે સંસાર ભોગવ્યા શીવાયજ બળો એવી વાશનાથી જયેષ્ઠારામે શોક કરવો. નિરોગી માણસથીજ સતા થવાય એવું રાજાનું ફરમાન હોવાથી ધર્મગુરૂએ વૈદ્યને બોલાવી જયેષ્ઠારામને પાસ કરાવવો. જયેષ્ઠારામે બુધ્ધિ બળથી વૈદ્યને હરાવવો. રાજાએ તેને બાળવાનું ફરમાન કરવું. જયેષ્ઠારામના સ્વપ્નનું અદ્રસ્ય થવું. નારદે માયાને સંકેલી લેવી. જયેષ્ઠારામની શુધ્ધિનું ઠેકાણે આવવું.

**પ્રવેશ ૫મો—જયદેવ આશ્રમ.**

જયદેવ આશ્રમમાં રાણી તથા વામાચાર્યે પોતાના પાપને પશ્ચાતાપ કરતા આવવું. દયાળુ ભક્ત મહાત્મા જયદેવે રાણીને રાજા પાસે ફરી માફી અપાવવી. જયદેવની પ્રાર્થનાથી પતિત પાવન. ગંગાજીએ આશ્રમમાં પ્રકટવું. ગંગા સ્નાનથી પાપીનો ઉધ્ધાર.

## અંતિમ આનંદ.



# સતી પદ્માવતી યાને જયદેવ

## નાટકનાં ગાયનો.

—⋙⋘—

### મંગળાચરણ.

શાંતિ દાતા સુખકારી,
વંદન કરૂં દેવ મુરારી;
કૃતિ રતિ માત અર્પી સારી,
દેતું વિજય મંગલકારી—શાંતિ૦
ભક્તિ ભાવે હૃદય છાઓ,
આનંદ આનંદ થાઓ;
શાંતિ શાંતિ વિશ્વે વ્યાપો,
ઇચ્છા એજ અમારી—શાંતિ૦

બાળાઓ— ગાયન ૧

નિત્ય હૃદય સદનમાં, મદન મોહનની મુર્તિ શુભ ધરતાં,
તનમનને શુદ્ધ કરતાં, સહજમાં ભવસાગર તરતાં.
ભાવે ભજતાં પ્રેમે મળતાં—નિત્ય૦

પ્રેમ લક્ષણા ભકિત કરીને, ઠીક હૃદય માંહી ઠરતા,
પરમ પ્રેમી દેવાંશી ભકતજન, નંદનવન જગને કરતા.
નચું જગત જેમ પુન્ય પ્રભાવે, ભગિરથને ગંગા મળતાં,
કલ્પતરૂ સમ પરમ મહત્જન, નિશદિન જન મંગલ કરતા—
નિત્ય૦

જયદેવ— ગાયન ૨

ઘડી ભર ના કરૂં ન્યારા,
રૂદે જગદીશને રાખું.
ગણીને નેણુના તારા,
રૂદે જગદીશને રાખું.
પિતા માતા અને ભ્રાતા,
ભગિની ભાવે નથી ભ્રમતો.
રહી ચાહું ના સુત દારા, રૂદે જગદીશને રાખું.
જગતની જાળ જાલિમમાં, હવે સપડાઉં હું શાને,
થયા સ્નેહી શ્રી હરિ મારા, રૂદે જગદીશને રાખું—
ઘડી ભર૦

પદ્મા૦ સખીઓ— ગાયન ૩

જોબન પરિમળ ભીની, ચાલ વ્હેલી જરા ચાલ,
મંદ હાસ્યે મ્હેકે અલી ! ફુલડાના ફાલ.
સામે આંબલીઆની ડાળ,
પેલી સરોવરીઆ પાળ,

વદન કમળ કોઈ ત્હારૂં, જોશે જો બાળ
ભુલ ભુલ જો કદી જોશે, સાહેલી તારા ગાલ.
હંસો જો કદી જોસે, તુજ દંત મોતી માળ.
ગુલાબ કુંજ છોડી, મુક્તાની પ્રીત તોડી.
ચોમેર તારી ભમશે, અલી પંખીડાની જાળ—મં૰દ૦

(સખી શું અલબેલી કોઇ જન્મીજ નથી.)
અલબેલી ભલે જગમાં જન્મી હો હજાર.
પણ ન્યારી સહુથી ન્યારી સાહેલી તારી ચાલ.
યૌવન મદે ભરેલી, સખી આ શું માંડી કેલી,
શી લાગી તાલાવેલી, શું છેક શરમ મેલી.
સંભાળ કેશ ભારે, કટી લચકશે જો બાળ.
લટક મટક જોઈ, ભોગી બનશે બે હાલ—જોબન૦

ગાયન ૪

પ્રેમદાનું પ્રીયતમ જીવન
રસીકાનું રસીઆ તનમન હાંરે
શીયળ માળ ગુંથીને હરખાતી,
વ્હાલમને વરવા જાતી
સુઘડ સલુણાંનું મન મળતાં,
પ્રેમ થકી પોખાતી.
હાંરે તરૂવેલી લપટાતી,
ગણુતી સફળ નીજ યૌવન—પ્રેમ૦

## ગાયન ૫

મેં અર્પ્યું મેં અર્પ્યું
હવે તન મન ધન તમ ચરણે અર્પ્યું,
પ્રેમ ભકિત અવતાર રસિકમણી.
કમળાપતિ કેશવના વચને, ગણ્યા જીવન આધાર.
માન્યુ જીવન મેં શરણુ તમારૂં, સાહ્યો સરજનહાર.
માલતી માળા મૃદુલ નવલ તમે, રસીક તણા શણગાર.
સુખે સ્વીકારો શ્યામ સલૂણા,
ધરો કંઠ મોઝાર—

જયેષ્ઠારામ—

## ગાયન ૬

હાય આવ્યો જમાનો કે ભારી
રહ્યા એકે નહીં બ્રહ્મચારી
ગયો પહેલો જમાનો કયાં ચાલી
હાય બાંધી મુઠી થઈ ખાલી
હાય જોબન મદમાતી નવેલી
હાય સૌકો બની જાતા બેલી
ઐશ્વર્ય ધૈર્ય ધારી, જો કામને ન બાળ્યો
અધિક ધિઃક જીવ્યું, અવતાર વ્યર્થ ગાળ્યો
છે શૌર્ય સત્ય એકે, બ્રહ્મચર્ય પંથ પાળ્યો
પડે તીરછી નજરના જ્યાં ભાલા,
બને કાળા મુછાળા છેગાળા

ગયાં સળગી શકિતનાં સહુ મુળ
હાય હાય ધર્યું સોનું થયું ધુળ—હાય આ૦

### ગાયન ૭

જેહાગ૦ ગંગા૦ ગુ૦ જે૦—

વાહ સુંદરતા કેવી, કુદરત જોયા જેવી
માનો અમારો પિતા આભાર—
અરે વાહ વાહ વાહ—વાહ૦
સસરાજી જુઓ આ કોમળ કળી
બ્રહ્મચર્યની ધુન બધી ગઇ છે બળી
કુળ દીપકથી શોભે છે આ ઘરબાર—અરે વાહ
ગાલોની છે ગુલાબી, લાલી હોઠ મજેદાર
પેટ ન ભરાય, લેતાં ચુંબી વારંવાર
જાઓ છેટા. વાહરે મારા બેટા
સકળ પુન્ય ભેટયાં—અરે વાહ૦

### ગાયન ૮

રસીલી તારી હૃદય વીણા વાગે,
પ્રેમના મંત્રો જુના જાગે.
જીવન આ મોહન અનુરાગે,
લોચન મને આજ સફળ લાગે.

પ્રિય નયનનાં દર્શન થતાં, જ્યોતિ અલૌકિક જાગતી
પુરી મધુરતા જગતની. કોઈ બંસી અદ્ભૂત વાગતી
નથી ચંદ્રમાં ચંદન વિષે, કે સ્વર્ગની કુંજે મહીં
પ્રાણેશ્વરીના હૃદયમાં મને, એ મધુરતા લાગતી
જગત મને સ્વર્ગ સદન લાગે.

જ્યેષ્ઠા૦ જય૦ ગાયન ૯

લાગે લ્હેર આનંદ કારી
બેટા દારૂ પી લે દારૂ પી લે ઝટ પી.
આવો સ્વાદ જડે ના જગમા.
દાદા એમ.......હા બેટા એમ...........લાગે૦
કાગ પીએ તો હંસ બને છે, માનવ પણ મહાદેવ બને છે
અહાહાહાહા શી છે લ્હેર, પ્રભુની પુરી મ્હેર
વ્યાપ્યો રંગ આ રગે રગમાં—લાગે૦
નેત્રો તણું આ નુર વધારે, બકરી પીએ તો સિંહ સંહારે
નીચ ઉંચનો ભેદ ન ભાળે, બ્રહ્મચર્યનો ભાવ વધારે.
દાદા આમ—? હા બેટા આમ—લાગે૦

ગાયન ૧૦

ખીલી ખીલી જુવાની કેરી બ્હાર,
ખીલી શી તારી યૌવન કળી.
ગુરૂ જાઓ જાઓ થાઓ નગ બ્હાર,
મતી તમારી કયાં ગઈ બળી

જોટી સફળ કરી લે અવતાર,

અલબેલી આજે જોડી મળી.

ગજબ મોહિની મુર્તી તારી, વળી ગજબના ભાવ,
મોહી રહેતા હું શુદ્ધિ ખોઈ, વ્હાલી કાં તલસાવ.
ભાન ભૂલી નાદાન બની શું, ગુરૂ થના દેવાન,
ધ્યાની જ્ઞાની મુની યોગી ભૂલાવ્યા,

નારી નર્કની ખાણ.

**ગાયન ૧૧**

હું તો નેહ ભર્યા નયને, નીરખું તમારી વાટ
સમી સાંજના સલુણા પધારજો
કરશું મીઠી મીઠી વાત, સમય સાધીને એકાંત
મંદીરીઉ મારૂં ઉજાળજો.

બોલેલા બોલ તમે પંડિતજી પાળજો,
બળતા બ્રાહ્મણનું તમે અંતરીઉ ઠારજો.
પુજાને પાઠ ઉન્હા પણીમાં ઉકાળજો.

(પાપી થશે બદનામ કરશે ઈજ્જત લીલામ)

ચંડીકા-(રાણી)— **ગાયન ૧૨**

રોમે રોમે વસ્યું વેર વેર
કોણે કર્યો આ કાળો કહેર
કરી અંતર ઝેર ઝેર— રોમે૦

અંતર લાગી લ્હાય,
કાળી નાગણુ થઈ જોડ સાય.
તોજ ઉર શાંન્તી થાય.
કરી અંતર મમ ઝેર ઝેર —રેમે૦

મનોહરા— ગાયન ૧૩

બાઇ મારી ફુલવાડી સ્યામે લુંટી,
ફુલ મારાં મોંઘેરા લીધાં ચૂટીં—બાઇ૦
છાનો આવીને છુપાએ,
લાગ જોઇ લુંટી જાએ.
હવે શું કરૂં ઉપાય મારી ધીરજ ખૂટી—બાઇ૦
[illegible] લાગે,
[illegible] માગે (૨)
કરૂં વશ કેમ એને, કોઇ તો બતાવો બૂટ્ટી—બાઇ૦

## ગાયન ૧૪ અષ્ટપદી.

પદ્મા૦ મનોહરા—

રતિ રસ મનમાં ઝંખી વનમાં, વિચર્યા હરિ અલબેલી!
વિલંબ જવામાં કરમાં હાવાં, મોહનને મળ વ્હેલી.
યમુના તીરે ભારી અધીરે, કુંજે કુંજ વિહારી,
સ્મરમદ મર્દન સહિ રસ વર્ધન, વાટ જુએ પ્રભુ ત્હારી.

ત્રંબક સુરથી પુરી પુરી મુરલી, પિયુ તવ નામજ ગાવે,
રજ તુજ પગની ગણી મારગની, ધૂળ ઉડતી વધાવે–રતિ૦

*   *   *

વહી આ રજની જાશે સજની, છે નટવર અભિમાની,
પૂર મનોરથ પ્રિયતમના ઝટ, મ્હેની વચન મમ માની,
શ્રીહરિ સેવક કહે જયદેવક, પ્રણમો પુરણ ભાવે,
તે રસ સાગર નટવર નાગર, જે જન પુણ્યે પાવે–રતિ૦



# અંક બીજો.



જયદેવ— ગાયન ૧૫

રટણ કર યદુપતિ શ્રી કૃષ્ણનું,
જે ભવસાગર પાર ઉતારે—રટણ૦
જાગી જોને અજ્ઞાની,
માયા તજને મસ્તાની,
જુઠુ હે જગતને માની—રટણ૦
મતલબની દુનિયા આતો,
ભોળા જો જો ભરમાતો,
રહેજે ગોવિંદ ગુણ ગાતો—રટણ૦

ગોપીઓ–રાધા— ગાયન ૧૬

માનીતી તું છે મોહન તણી, હો વાંસલડી.
તુને વ્હાલમ કરે છે ઘણું વ્હાલરે, હો વાંસલડી.
મીઠા આવડો શો શોર, મોહ્યો નંદનો કીશોર,
તારૂં આવડું શું જોર, ભુંડી કાળજડું માં કોરરે, હો
એકી વારે તું હણી નાખનેરે, હો વાંસલડી
ભુંડી થોડે થોડે કાં મારરે, હો વાંસલડી.
જોતાં તું કાષ્ટ કેરો કરકડો, હો વાંસલડી.
તુને આજ મળી છે ઠકરાતરે, હો વાંસલડી

ચોરની સંગે શીખી ચોરવા, હો વાંસલડી.
વ્હાલે માખણ ચોર્યુંને તે તો મનરે,
હો વાંસલડી—મીઠો૦

ગોપીઓ-કૃષ્ણ— ગાયન ૧૭

જાઓ જાઓ જાણ્યા જુઠ્ઠા તમોને શ્યામ
નિરંજન નામ યોગિ જનના આરામ
એવા અજર અમર, કૃષ્ણ તણું અમને શું કામ-જાઓ૦
વ્હાલા અમને તો વૃજલાલા
મુકુટ મોરલીવાલા અંગ ધારે વનમાળા
વૃજ બાળા વણ મૂલે વેચાણ છે તમામ-જાઓ૦

સાખી.

એક સૂર્ય આકાશમાં, પણ પ્રતિબિંબ અનેક,
અનેક રૂપે ભાસતો, છતાં એકનો એક.

(ના ના)

માનો રસિલી વેણ મારાં
મંજુલ ફુલમાળા, ગુણશાળા, પ્રિયબાળા
અનેક રૂપે એક હું પ્રકાશું ઠામોઠામ-જાઓ૦

ગાયન ૧૮

રાસ.

લલિત લવંગલતા મલયા, નિલ ઘનગન નર્તી નચાવે,
ગાન નવલ કોયલ લલકારે, મધુકર બીન બજાવે.

નટવર મદભર ભર રૂતુ રાજે,
ખેલે રતિ રેલી રૂતુઘેલી અલબેલી સંગ આજે—(ધ્રુવ)
મૃગમદનો પટુ પરિમલ, પાંગરી તરૂણ તમાલ વધાવે
મુકી કળી કુમળી કુરબકની, ફાગ પરાગ ઉડાવે
માધવી શું લઇ સાંઇ રસાળે, મુકુલ પુલક દરસાવે
જગ નિર્લજ્જ ભાળી બાળેરાં, કરૂણ હસે સહી હાવે-ખેલે૦
મધુર વન વર્ણન મધુ રૂતુનું, જયદેવે રચ્યું આજે
શ્રોતાની મતિ તે સ્થિર થાપો, શ્રી પતિનાં ચરણાબ્જે-
નટવર૦

જયદેવ— ગાયન ૧૯

સર્વ વ્યાપી છે શ્યામ અમારો,
શ્યામ સમું કોઇ નામ નથી;
પીંડ અને બ્રહ્માંડ તપાસો,
શ્યામ વિના કોઇ ઠામ નથી—ભાઇ શ્યામ૦
શ્યામ સમોવડ સૃષ્ટિ સર્વમાં,
સત્ય કોઇ સુખ ધામ નથી;
એ ઘનશ્યામ વિના અવનિમાં,
અન્ય ભજ્યાનું કામ નથી—ભાઇ સર૦

ગુણીયલ— ગાયન ૨૦

દર્દ ન જાણે મારૂં કોઇરે હું તો
દર્દે દિવાની
મદ ભરજુવાની મારી, પ્યાલી સુરાની—દર્દ૦

અરે આ ઉરમાં કાંઈ થાય,
એ શું કોઈને કહેવાય
અહીં દીલડાંની વાતો બધી દીલમાં સમાય
ન કહેવાય ન સહેવાય
એ વાત નહી કોઈને કહેવાનીરે.

જયદેવ— ગાયન ૨૧ અષ્ટપદી.

જય રસના રતનાકર નટ નાગરએ
શ્રી મુખ ચંદ્ર ચકોર જય જય દેવહરે
સૃષ્ટિ સ્થિતિ લય કારણ ભવ તારણએ
સહુ સુરવર શીર મોર જય જય દેવહરે
ત્રિભુવન સંકટ ટાળક પ્રતિ પાલકએ
પ્રભુમુ પૂરણ કામ જય જય દેવહરે

સુખારામ— ગાયન ૨૨

અધિક સુખ આથી શું બીજું મનાય,
પ્યારી મારી બુલબુલનું બચ્ચું ગણાય—આધિ૦
પુરાં હશે પુન્ય પરભવે કીધાં,
ભાર્યા સુશિક્ષા તો સદ્ભાગ્ય સીધાં.
ઘરવાળીના ગુણ ગાય, ગામ બધું—પ્યારી૦
કાગડાની કોટે છે મોતીની માળા,
રૂપાળી રાધા તો શ્રીકૃષ્ણ કાળા.

પત્નીથી પર્તા પુજાય,
મીઠાં ભેગા ખાટાં ખારાં ખપી જાય
—પ્યારી૦

ર.ક્ડા૦ ગંગા — ગાયન ૨૩

ગને તું માફ કર શાણી, વચનગર ફેરવ્યું પાણી.
ખરે હું ક્રુર છું પ્રાણી. ગુનેહગારી અમારી છે
લફંગા છો ઠગારા છો, ધુતારા આપ છો ત્યારા.
મધુરા લેશના ભાસે, હૃદય માંહી કટારી છે.
લફંગો છું ધુતારો છું, પરંતુ હારા તારો છું.
જગતના પાપની ઉપર, અખત્યારી અમારી છે.
વણ્યા રાંડે રત્ન જેવા, ખરેખર અપને બેટા,
લડે છે શીંગલા ઘેટા, ભાનંકરતા થનારી છે.
અમે મસ્તાન પંખીડા, અમે મહોબત તણા કીડા,
વડીલો પણ હતા એવા, કબુલત એ અમારી છે.
રૂપાળી જોડ છે જામી, ટળી બાપા થયા સ્વામી,
રહી ના લેશ પણ ખામી, કહો આ છેડ સારી છે.
ઇજારો તો નથી લીધો, રસીકી આજ નખરાનો,
હુવે તલસાવ ના પ્યારી, વિરહની આ બીમારી છે.



# અંક ત્રીજો.



મોહીની— ગાયન ૨૪

હાંરે હું તો માયા મહાન છું મોરારની
હૃદયના હારની, જગ કીરતારની
મારૂં ભુરકી ભ્રકુટીના મારની—હું તો૦
નિર્લોભીને બનવું છું લોભી
સ્વર્ગે જતાંઓને રાખું છું થોભી
નખરાથી જગને નચાવતી
તંત ધારી તપસ્વીને તાવતી
બ્રહ્મચારીના ભાનને ભુલાવતી—હું તો૦

જયદેવ— ગાયન ૨૫

ના વિસારીએ, રૂડા હૃદયમાંથી શ્યામ—ના૦
હરતાં જઇએ ફરતાં જઇએ, કરીએ ઘરનાં કામ,
ગોવિંદના ગુણ ગાતાં, ભાઇ શું બેસે છે દામ—ના૦
ચરણ આપ્યાં તીર્થ કરવાને, હાથ સેવા કરવા શ્યામ,
નયન આપ્યાં પ્રભુ નીરખવા,
કીર્તન સાંભળવા કાન—ના વિસારીએ૦
શુભ શીખામણ સાંભળો તમે, નરનારી ધરી ધ્યાન,
અડધે નામે આવીયાં, ગજ ગુણિકાને વિમાન—
ના વિસારીએ૦

જ્યેષ્ઠારામ }
મોહીની }
## ગાયન ૨૬

ત્હારી આંખડીના મોહ મને લાગ્યા બાળા,
કામણગારાં નયનો છે કેક જાદુવાળાં.
બાંધી પ્રીતડી સદૈવને નિભાવજો વ્હાલા.
મને વ્હાલી કહીને બોલાવજો વ્હાલા.
સ્નેહ બાંધીને છેહ નહીં દેતા વ્હાલા.
ત્હારાં વચને વણ મૂલે વેચાણો બાળા.

જ્યેષ્ઠારામ—
## ગાયન ૨૭

સંસારના સુખો અતીશયે, મીઠલ એ ભાઇ છે,
પણ છોકરાં સમજાવવામાં, કરમની કઠણાઈ છે.
વાંઢાજનો ઝુર્યા કરે કે, સુખ પરણ્યાં માંહી છે,
પરણેલને સંસાર લાગે, કરમની કઠણાઇ છે.
લાકડાના લાડવા, સંસાર માયા ભાઇ છે,
ખાય કે ના ખાય તેના, કરમની કઠણાઈ છે.

જ્યેષ્ઠારામ—
## ગાયન ૨૮

ભ્રમણામાં ભાન સાન ભૂલ્યો,
રે હું તો ભ્રમણામાં ભાન સાન ભૂલ્યો.
મોંઘો માનવ જન્મ એળે ગુમાવ્યો,
ફોગટ માયાના ફંદે ફુલ્યો.

પાપ પુણ્ય તણો મેં તો પંથ ના પીછાણ્યો,
દીનરાત વિષય હીંડોળે ઝુલ્યે.
સ્વપ્ન સમો જાણ્યો સંસાર મેં તો આજ,
હવે પડદો અજ્ઞાન તણો ખુલ્યે.

જયદેવ— ગાયન ૨૯

જય દિવ્ય મુર્તિ દેવ સરિતા,
અમિત આનંદ કારીણી,
જય મુકિતદાયીની મહદ દેવી,
સકળ અઘ સંહારીણી.
જય શુભ્રલોલ તરંગ ધારીણી,
ત્વરીત જનને તારીણી.
જય પતીત પાવન માત ગંગે,
કઠીન કળીમળ હારીણી. (૩)



# સતિ પદ્માવતિ નાટકના ગાયનોમાં સુધારો વધારો.

## કાઢી નાંખેલા ગાયનો.

ગાયન ૪થું. ગાયન ૭મું.
ગાયન ૬ઠું. ગાયન ૧૨મું.

## વધારેલા ગાયનો.

જયેષ્ઠારામ— ગાયન ૬ઠું

આતો અજબ પ્રકારની દુનિયાં મેં જોઇ,
જોતાં સનાતન કાળથી જગમાં જડે,
બ્રહ્મચારી ન કોઇ—આતો૦
બ્રહ્મા ભૂલ્યા નારદ ભૂલ્યા વળી વ્યાસ પારાશર ભૂલ્યા
વીષ્ણુતણા મોહની સ્વરૂપથી સહજમાં શંકર ભૂલ્યા
ચંદ્રસમા પણ ગુરૂપત્નિમાં પડયા
સહજમાં મોહી
ભીષ્મસમો બ્રહ્મચારી જગે નહીં જન્મ્યો કોઇ

( ગાયન નવું ૨૦ અને ૨૧ની વચ્ચેનુ. )

**પદ્માવતી—**

શુદ્ધ પ્રેમતણો જે પ્રબંધ ડગાવ્યો નહી ડગેરે
પીધું જે હળાહળ ઝેર વ્યાપ્યું તે રગે રગેરે
મધુરી નદીઓ ખળખળ કરતી,
સાગર સ્વામીને જઇ મળતી,
તરછોડયે નવ પાછી વળતી,
ખારી થઇ સાગરમાં ભળતી,
એવો છે અવિચળ પ્રેમ રહેજે યુગેયુગેરે—શુદ્ધ૦

# જાહેર ખબર



નીચે લખેલાં પુસ્તકો શ્રી આર્ય નૈતિક નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઈતાં હોય તેઓએ રોકડી કીમતે મંગાવી લેવાં. વી. પી. થી મોકલવામાં આવશે નહીં.

| ચોપડીના નામ | | કીમત. રૂા. આ. પા. |
|---|---|---|
| ૧. આર્યવિજય નાટકનાં ગાયનો... | ... | ૦—૨—૦ |
| ૨. અમર યોગીંદ્ર... ... | ... | ૦—૨—૦ |
| ૩. બાદશાહી હીર્સ... ... | ... | ૦—૨—૦ |
| ૪. પ્રતાપી પ્રેમિલા (ભાષણ સહિત)... | ... | ૦—૮—૦ |
| ૫. ચિતોડનો કરણ ,, | ... | ૦—૮—૦ |
| ૬. કામલતા ,, | ... | ૦—૮—૦ |
| ૭. સત્યવાદી હરિશ્ચંદ્ર ,, | ... | ૦—૮—૦ |
| ૮. વર્ષાપરા યાને બેધારી તલવાર નાટકનાં ગાયનો | | ૦—૨—૦ |
| ૯ બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર ( આવૃત્તિ ૩જી ) | ... | ૦—૨—૦ |
| ૧૦. સરોજની ( ,, ૨જી ) | ... | ૦—૨—૦ |
| ૧૧. પરશુરામ ( ,, ૮મી ) | ... | ૦—૨—૦ |
| ૧૨. ઇન્દ્રાવતી ( ,, ૫મી ) | ... | ૦—૨—૦ |
| ૧૩. સરસ્વતી ચંદ્ર ( ,, ૮મી ) | ... | ૦—૨—૦ |
| ૧૪ સતી તારલ ( ,, ૪થી ) | ... | ૦—૨—૦ |
| ૧૫. પુત્રરત્ન પુંડલીક ( ,, ૩જી ) | ... | ૦—૨—૦ |
| ૧૬. સતિ પદ્માવતી જયદેવ ( ,, ૨જી ) | ... | ૦—૨—૦ |
| ૧૭. સૂર્ય કુમારી ( ,, ૫મી ) | ... | ૦—૨—૦ |

માલીક,

શ્રી આર્ય નૈતિક નાટક સમાજ.